# તોહફએ ઈસ્નાઅશરીયાહ.

યા અને

## ઇસ્નાઅશરીયોને તોહફતો.

---

## બિસમિલ્લાહિર રહેમાનિર રહીમ.

અલ્લાહુમ્મ સલ્લે અલા મોહમ્મદ વઆલે મોહમ્મદ.

ઇસ્નાઅશરી બીરાદરોની ખીદમતમાં ખાકસાર હાજી ગુલામે અલી હાજી ઇસમાઇલ અરજ કરે છે કે રાહેનજાતમાં કેટલાંક મહીનાથી હજરતઅલી અલય હિસ્સલામે ફરમાવેલી નસીહતો આવે છે તેની આ જુદી કીતાબ છપાવી ખુદાના એક બંદાએ પોતાના મા બાપની રૂહના સવાબ માટે એક હજાર નકલ રાહેનજાતના ગ્રાહક માટે ભેટ અને બીજા ઇસ્નાઅસરીઓ માટે વકફ કરી છે, અને આનું નામ " તોહફએ ઇસ્નાઅશરીયાહ " રાખ્યું છે, જે સાહેબ વાંચે તે મજકુર મરહુમોના હકમાં દોઆએ ખૈર કરે, અને જુવે તે અરધો આનો પોસ્ટેજ મોકલીને મંગાવી લીએ.

અમદાવાદ તા૦ ૧૫ મી માહે ઝીલહજ સંન ૧૩૨૫ હી૦



# હઝરત અલી અ૦ ફરમાવેલી નસીહતો.



૧ ઇમાન છે તે એક ઝાડ સમાન છે, તેનું મુળ યકીન છે તેની ડાળો પરહેઝગારી છે તેનું નુર "હયા" છે, અને તેનું ફળ સખાવત છે.
૨ સખાવત ઇન્સાનની ઝીનત છે.
૩ અક્કલ ઇન્સાનની બુઝુરગી છે.
૪ સાચુ બોલવું ઇન્સાનને અમાન છે.
૫ અક્કલ ઇલ્મની સ્વારી છે, અને ઇલ્મ હીલ્મની સ્વારી છે.
૬ અક્કલમંદ કમાલ ચાહે છે.
૭ જાહીલ માલ ચાહે છે.
૮ દુન્યાથી ખુશ થવુ બેવકુફી છે.
૯ માલ શહવતની ખાણ છે.
૧૦ દુન્યા આફતોનું ઘર છે.
૧૧ દુન્યા શકી લોકો માટે રેહઠાણ છે.
૧૨ જન્નત પરહેઝગારોનું મકાન છે.
૧૩ ભાઇ એ છે કે જે સખતીમાં કામ આવે.
૧૪ આ ઝમાનાના ભાઇ એબ શોધવા વાળા છે.
૧૫ મોત દરેક જાનદાર માટે છે.
૧૬ મોત આખેરતનો દરવાજો છે.
૧૭ ગીબત જહન્નમના કુતરાની રોજી છે.
૧૮ સત્ય દીનની પોશાક છે.
૧૯ નેકબખ્ત એ છે કે જે ઇબાદતને દોસ્ત રાખે.

૨૦ લોભ ઇન્સાનની ઇજ્જતને બરબાદ કરે છે, અને તેની રોજીમાં વધારો કરતો નથી.
૨૧ તોબા કરવી ગુનાહો દુર થવાની દવા છે.
૨૨ બક્ષીસ ગુનાહોને ઢાંકે છે.
૨૩ સાચો એ છે કે જે પોતાના એબ કબુલ કરે, અને નાકીસ એ છે કે જે પોતાના એબ નકબુલે
૨૪ ગુસ્સો ઇનસાનને હલાક કરે છે, અને એબ ખુલ્લા કરે છે.
૨૫ બખીલ હમેશા બેઇજ્જત છે, અને હસદ કરનાર હમેશા બીમાર છે,
૨૬ બક્ષીસ રાહે ખુદામાં મુકરરબ લોકોની ઇબાદત છે,
૨૭ ખોફ કરવો ખુદાના અઝાબથી તે પરહેઝગારોની સીરત છે.
૨૮ ગુનાહથી બચવું તોબા કરનારની ઇબાદત છે.
૨૯ નમાઝ ખુદાનો કીલ્લો છે.
૩૦ બોલવું થોડું ફાયદા કારક છે, અને વધારે બોલવું કાતીલ સમાન છે.
૩૧ પરહેઝગારી યકીનનું ફળ છે.
૩૨ દુન્યા ઝેર છે તેને એ ખાય જે ઓળખે નહીં.
૩૩ માલ નેક કામમાં વાપર્યા વીના ફાયદો નહીં પહોંચાડે.
૩૪ આલીમો લોકો ઉપર હાકીમ છે.
૩૫ ગીબત સાંભળનાર ગીબત કરનાર સમાન છે
૩૬ નેઅમતો ખુદાએ આપી તેમાં વીચાર કરવો તે ઉમદા ઇબાદત છે.
૩૭ જુઠું બોલવું ઇમાનને લઇ જાય છે.

૩૮ આશીસકર ખુદા માટે અગલ, ઇલમ મોહબ્બત દુશમની બેવું દેવું તરક કરવું બોલવું અને ચુપ રહેવું મતલબ એ કે જે કાંઇ કરવું તે ખાસ ખુદાની ખુશી માટે કરવું.
૩૯ પેટ અને શરમની જગ્યોને હરામથી બચાવ.
૪૦ ઇલમ હક તરફ હીદાયત કરે છે
૪૧ દુન્યા ગરીબોનું ઘર અને સખીયોનું વતન છે.
૪૨ ઝીનત કારેખૈરથી છે ન જવાનીથી.
૪૩ નરમી કારેખૈરની ચાવી છે.
૪૪ અહમક વધારે એ છે કે જે પોતાને વધારે અકલમંદ જાણે
૪૫ ઇન્સાફ વધારે સારો એ છે કે મઝલુમની મદદ કરે.
૪૬ ઇમાન વધારે અફઝલ એ છે કે એહસાન કરે.
૪૭ માલ પાક એ છે કે જેનાથી આખેરત ખરીદે
૪૮ નેકી એની સાથે કર જેણે તારી સાથે બદી કરી હોય.
૪૯ મશકરીથી દુશમની અને અદાવત થાય છે.
૫૦ કુરઆન પડનાર ખુદાની નજીકી વાળા છે.
૫૧ દુન્યા એવી છે કે જે તેને ચાહે તેને અને ન ચાહે તેને પણ ખુદા આપે છે પણ દીન એવું છે કે તે નથી આપાતો પણ એને કે જે તેને ચાહે.
૫૨ શીઆહના મકાનોને બેહીશતવાળા એવી રીતે જુવે છે જેવી રીતે લોકો આસમાનમાં સીતારા જુવે છે.
૫૩ ફીરીશતો ખુદા તરફથી હમેશા નીદા કરે છે કે અએ દુન્યા વાળાઓ મરવા માટે જણો, ખરાબ થવા માટે ઇમારતો બનાવો, જવા માટે ભેગુ કરો.

૫૪ ઇન્સાન ઊપર ફરજ એ છે કે તોબા કરે પણ તેથી વધારે વાજીબ એ છે કે ગુનાહ ન કરે.

૫૫ ઝમાનો ગુજરી જાય છે તે અજબ છે પણ લોકોની ગફ્લત એ કરતા પણ વધારે અજબ છે.

૫૬ સબર કરવી મુસીબતમાં સખત છે પણ સવાબનું ચાલ્યું જવું તે વધારે સખત છે.

૫૭ ઊમ્મેદ દરેક ચીજની નજીક છે પણ દરેક ચીજથી કે જેની ઊમ્મેદ રાખે છે તે કરતા ગોત વધારે નજીક છે,

૫૮ દુન્યાથી પરહેઝ કર કેમકે તે ફના થનાર છે બાકી રહેનાર નથી.

૫૯ દુન્યાની સફાઇમાં મેલ ગળેલો છે અને તેમાં આરામ છે તે બીમારી સાથે ગળેલ છે.

૬૦ અએ ખુદાના બંદા બીજાના ઐબ શોધવામાં ઊતાવળ કર નહીં કેમકે રખેને ખુદાએ ગફુર તેના ઐબ બક્ષી આપે.

૬૧ અએ દુન્યાના બંદાઓ દીવસના લેવા વેચવામાં મશગુલ થાઓ છો અને રાતના પોતાના બીછાના ઉપર આરામ લેવા સુવોછો, અને પડખા ફેરવોછો અને સુવોછો, અને આખેરતના કામથી ગાફીલ થાઓછો અને ઇબાદતના કામોથી સુરતી કરોછો તો આખેરતના કામ ક્યારે કરશો ? અને મુસાફરીની તઇયારી ક્યારે કરશો ?

૬૨ બુઝુરગી અને મગરૂરી નહીં કરે પણ અહમક.

૬૩ બુઝુર્ગ લોક કીનો રાખતા નથી

૬૪ મોઅમીન લોક હસદ કરતા નથી

૬૫ બેહીશ્ત આશા રાખે નહીં મળે બલકે ઇબાદતથી મળશે

૬૬ મેહનત કરે રોજીમાં વધારો નહીં થાય, બલકે તકદીર જરૂર છે

૬૭ ઇબાદત કરતાં ઉમદા કોઇ વહેવાર નથી

૬૮ દોસ્ત તેમજ દુશ્મનથી મશ્કરી કર નહીં, કેમકે દોસ્ત દુશ્મન થઇ જશે, અને દુશ્મનો તને હલાક કરવા તઇયાર થશે

૬૯ જે વાતની ખબર ન હોય તે વીશે વાત કર નહીં, બલકે જે વાતની ખબર હોય તે વાત કર

૭૦ દુન્યાના લોકો સાથે વધારે મોહબ્બત ન કર, કેમકે તેઓની સોહબતથી તું આજીઝ રહીશ, અને તેઓ તારા દુશ્મન થઇ જશે; કેમકે એ લોક આગ જેવા છે, તેઓથી ફાયદો થોડો થાય છે, અને બાળે વધારે છે

૭૧ દુન્યાને બદલે આખેરતને વેચ નહીં, અને બાકીને બદલે ફાનીને લે નહીં

૭૨ લોકો સાથે સોહબત ઓછી રાખ કેમકે તું ગરીબ થઇ જઇશ તો તારા ઉપર ફખર કરશે, અને અગર દોલત વાળો થઇશ તો હ-હસદ કરશે

૭૩ સઇદ (નેકબખ્ત) નહીં થાય પણ ખુદાની ઇબાદતથી, અને શકી (બદબખ્ત) નહી થાય પણ ખુદાની નાફરમાનીથી

૭૪ (આપ ફરમાવે છે) જેણે અમારી પેરવી કરી તે ગુમરાહ નહીં થાય, અને જેણે અમારો ઇન્કાર કર્યો તે હીદાયત નહીં પામે અને અમારા દુશમનની મદદ કરે તે નજાત નહીં પામે

૭૫ મોઅમીન માટે દુન્યા કેદખાનું છે, અને કાફેરો માટે દુન્યા જન્નત છે

૭૬ અએ લોકો માહીતગાર થાઓ કે દુન્યા એક ફાની થનાર મુસા-ફરખાના સમાન છે, અને હમેશા બાકી રહેનાર આખેરત છે, તમોને

બાઝીમ છે કે આ સરાથી કાંઇ હાસીલ કરો, એટલે નેક અગલ કરો કે તમોને આખેરતનું ભાતુ થાય, અને જેની સામે તમારા તમામ કામ જાહેર અને ખુલ્મા છે તેની સામે શામાટે પરદો કરો છો? માટે પરહેઝ કરો

૭૭ અએ લોકો મરવાની પહેલે પોતાના દીલ દુન્યાથી જુદા કરો, અને દુન્યામાં તમોને ફકત ઇમતેહાન માટે મોકલ્યા છે, અને તમો આખેરત માટે પૈદા થયા છો

૭૮ અએ લોકો તમોએ રાહે ખુદામાં જે માલ વાપર્યો તે તમારા માટે છે, અને બાકી મુકયો તે તમારા દુશમનો માટે છે

૭૯ ઇનસાન જ્યાં સુધી દુન્યાને તુચ્છ નહીં સમજે ત્યાં સુધી બુઝુર્ગ નહીં થાય

૮૦ સબર જેવી કોઇ દોલત નથી

૮૧ કોઇ ઝર આજેઝી જેવું નથી

૮૨ કોઇ હસબ અદબ જવું નથી

૮૩ કોઇ ખઝાનો ઇલ્મને જેવો નથી

૮૪ નાદાનોથી પોતાના કામો માટે મશવેરો નકર

૮૫ દુશમન હલકો હોય તો પણ ઓછો ન સમજ

૮૬ દુન્યામાં ખુશ હશે તે આખેરતમાં હલાક થશે

૮૭ દુન્યામાં ગમગીન હશે તે આખેરતમાં ખુશી થશે

૮૮ જેણે યકીન વેચી શક લીધો, હક વેચીને બાતીલ લીધુ, અને આખેરત વેચીને દુન્યા લીધી તે હલાક થયો

૮૯ મને એ શખ્સથી અજબ થાય છે કે જે મોતને ભુલી જાય છે, એ છતાં કે લોકોને મરતા જુવે છે

૯૦ અને એ શખસથી અજબ થાય છે કે જે લોકોના એબ શોધે છે એ છતાં કે બીજા કરતાં તેનામાં વધારે એબ ભર્યા છે
૯૧ અને એ શખસથી અજબ થાય છે કે દુન્યાથી જવાવાળો છે અને મુસાફરીનો સામાન તઇયાર કરતો નથી
૯૨ ખુદાવંદે આલમે ગરીબોની રોજી અમીરો ઉપર વાજીબ કરી છે તો કોઇ ગરીબ કદી ભુખ્યો નહીં રહે, પણ જ્યારે અમીર તેનો હક નહીં આપે, અને ખુદાએ આદીલ કયામતને દીવસે અમીરોને પુછ: કરશે
૯૩ અમલ વીનાનો આલીમ મેવા વીનાનાં ઝાડ સમાન છે
૯૪ જે ઝઇફ તોબા ન કરે તે છ:પરા વીનાના મકાન સમાન છે
૯૫ બેહયા ઓરત નમક વીનાના ખાણા સમાન છે
૯૬ જે શખસ પોતાના એબ શોધશે તે બીજાના એબ નહીં શોધે
૯૭ જેણે દુન્યાને તરક કરી તેણે પરહેજગારી કબુલ કરી
૯૮ જે શખસ પોતાને બુઝુરગ જાણસે તે ખુદા પાસે હલકો થશે
૯૯ અકલવાળો એ શખસ છે કે જે જબરદસ્ત હોય તેની સાથે દુશ્મની ન કરે, અને જે તાબામાં હોય તેને બેઇજ્જત ન કરે
૧૦૦ ખરાબમાં ખરાબ એ શખસ છે કે જે જાહેરમાં મોમીન અને બાતીનમાં મુનાફીક હોય, એટલે જાહેરમાં મોહબ્બત કરે અને બાતીનમાં દુશમની કરે
૧૦૧ ત્હારી ઉમર ગઇ તે પછી નહીં આવે, અને જે બાકી છે તેની ખબર નહીં રહે, માટે વખતને ગનીમત જાણ અને ફુરસદનો વખત બરબાદ ન કર અને પરહેજગાર થા.
૧૦૨ જેના માટે અમલ નથી તેના માટે સવાબ નથી.
૧૦૩ જેની નીય્યત સાફ નથી તેના માટે અમલ નથી.

૧૦૪ જે અમાનતદાર નથી તેના માટે અમલ નથી.
૧૦૫ જેને અદબ નથી તેને અકલ નથી.
૧૦૬ જેને ઇમાન નથી તેના માટે નજાત નથી.
૧૦૭ જેને ઇલ્મ નથી તેને નીય્યત નથી.
૧૦૮ જેને બસારત નથી તેને ઇલ્મ નથી
૧૦૯ જેના માટે દુન્યામાં મુસીબતો અને સખતીયો નથી તેના માટે આખેતમાં નેઅમતો નથી
૧૧૦ જેના માટે ઇસતીગફાર અને તોબા નથી તેના માટે દીન નથી
૧૧૧ માલથી બુઝુરગી નથી સખાવતથી છે
૧૧૨ જમીન ખુદાના હુજ્જતથી ખાલી નથી જાહેર હોય યા છુપી
૧૧૩ જેણે નસીહત કબુલ કરી નહી તે હલાક થયો
૧૧૪ જેને હીલ્મ નથી તેને ઇલ્મ નથી
૧૧૫ જેને સખાવત નથી તેને બુઝુરગી નથી
૧૧૬ જેને દીન નથી તેને અમાનત નથી
૧૧૭ જેને દીન નથી તેને તકીય્યો પણ નથી.
૧૧૮ જે ચુપ નથી રહેતો તેના માટે બેહતરી નથી
૧૧૯ મોઅમીનનો દુશમન તેના નફસ કરતા કોઇ સખત નથી
૧૨૦ હસદ જેવી બીજી કોઇ બલા નથી
૧૨૧ અફસોસ છે જીંદગાની તમામ થઇ અને ગુનાહ સીવાય આખેરત માટે બીજુ કાંઇ ભાતુ ભેગુ કર્યું નહીં, અને હજુ પણ તારી ગફલતનો એવો હાલ છે કે નફસની લજ્જતો કે જે ફાની છે અને હવા તથા હવસમાં ગીરફતાર છો, અને હીસાબના દીવસ અને પોતાના ખાલીકના માલકથી બીલકુલ ગાફીલ છો.

૧૨૨ અએ ઊંચી ઊંચી મેડી અને મહલના રહેનારાઓ હુશીયાર થઇ જાઓ કે નજીક છે કે તમો માટીમાં મળી જશો, અને જમીનમાં દફન થશો અને અએ લોકો હુશીઆર થઇ જાગો કે એક ફીરીશ્તો હમેશા ખુદા તરફથી જમીનવળાઓ અને દુન્યાવાળાઓને આવાજ આપીને કહે છે કે અએ ગાફેલો ગફલતમાં કેમ પડયા છો? અને શામાટે સારી સારી ઇમારતો બનાવવામાં મશગુલ થાઓ છો? કેમકે એ તો ફકત પોતાના વખતને બરબાદ કરવાનું છે, અને તમો પૈદા થયા નથી પણ મરવા માટે, અને આજે ઊમદા ઊમદા ઇમારતો બનાવો છો તે ટુંક મુદ્દતમાં ખરાબ વીરાન અને બરબાદ થઇ જશે

૧૨૩ અએ લોકો તમો જાણતા નથી કે દુન્યામાં ખુશી કરવી તે ફરેબ ખાવાનું છે, છેવટે શરમીંદગી વીના બીજુ કાંઇ નથી, અને અએ આરામ ચાહવાવાળાઓ તમારૂં હમેશાં દુન્યામાં રહેવાનું બનવા જોગ નથી, અને એવો ખીયાલ ખોટો છે, અએ ગફેલો ગફલતની ઊંઘથી જાગૃત થાઓ, અને આખેરતનો તોશો હાસીલ કરો, કેમકે એક દીવસ જરૂર દુન્યાથી જવુ છે, માટે આખેરતનું ભતુ મેળવવા જલદી કરો, કેમકે મોત તમારી તાકમાં છે, અને એક દીવસ જરૂર નાઝીલ થશે. અએ લોકો દુન્યા મુસાફરખાના સમાન છે કે મુસાફર રાતના ત્યાં ઠહેરે છે અને સવારના ચાલતો થાય છે.

૧૨૪ અએ દુન્યા ચાહવાવાળાઓ હુશીયાર થઇ જાઓ કે દુન્યા બેઇજ્જતીનું મકાન છે, અને દુન્યાની મીઠાસ ઇન્દ્રાવન કરતાં પણ વધારે કડવી અને ખરાબ સ્વાદવાળી છે પણ દોલતમંદોને દોલત ખુબ ફરેબ આપી રહી છે, અને ખુબ તકબ્બુર અને અહંકારવાળા બનાવે છે; માટે અએ લોકો તેનાથી પરહેઝ કરો કે તે ફાની છે, અને

આખેરત જે બાકી રહેનાર છે તેના માટે કોશીશ અને મેહનત કરો, કે તેથી હમેશાં ફાયદો પામશો

૧૨૫ એ શખસ વાયદો અદા કર અને અહદ વફા કર

૧૨૬ બખશીશ કરનારો થા, ઉડાઉ કરનારો નથા એટલે સખાવત કર પણ નકામું નાણું ઉડાડ નહીં,

૧૨૭ એ શખસ મધમાખના જેવો થા, કે તે ઉમદા ફળ ખાય છે તો પકપાકીઝા મધ આપે છે, અને જે ઝાડની ડાળ ઉપર બેસે છે તેને ઇજા થતી નથી, જે શખસ બુરી વાત કહેશે તે બુરી વાત સાંભળશે

૧૨૮ જે શખસ વધારે જીવશે તે વધારે દોસ્તોનાં મરણ જોશે

૧૨૯ જેની ઉમ્મર વધારે હશે તેના એબ પણ વધારે હશે

૧૩૦ જેણે તકબ્બુર કરી તે હકીર થયો

૧૩૧ જેણે ઝુલ્મ કર્યો તેની ઉમ્મર ટુંકી થઇ

૧૩૨ જેણે અમારો દામન પકડ્યો તે નજાત પામ્યો

૧૩૩ જેની જીભ મીઠી થાય તેના દોસ્ત ઘણા થાય

૧૩૪ જે ખુદાને પુકારે તેને ખુદા જવાબ આપે

૧૩૫ જેણે દુન્યા ઉપર ભરોંસો કર્યો તે શકી ( બદબખત ) અને કમનસીબ છે

૧૩૬ જે શખસ લોકોથી હયા કરતો નથી તે ખુદાથી પણ શરમ નહી કરે

૧૩૭ જે શખસની જીંદગીથી કોઇને ફાયદો ન પહોંચે તે શખસની ગણત્રી ઓરતોમાં છે.

૧૩૮ જે શખસ ખુદાના દીનને રમત સમજશે તેને ખુદા જહન્નમમાં દખીલ કરશે.

૧૩૯ જે શખસ ખુદાથી બીહ કરશે તેને ખુદા દરેક ચીજથી નીડર રાખશે.

૧૪૦ જે શખસ લોકોથી ડરશે તેને ખુદા દરેક ચીજથી ડરાવશે.

૧૪૧ જે શખસ દુન્યામાં હમેશાં ગમગીન રેહશે તેને કયામતમાં ખુદા બેહીશ્તમાં જગ્યો આપશે, અને તેની આંખોને રોશન કરશે.

૧૪૨ જે જુલમ કરશે તેના ઉપર બીજો કોઇ જુલમ કરશે.

૧૪૩ જે પોતાના નફસને હકીર જાણશે તે બુઝરગ થશે.

૧૪૪ જે ખુદાની ઇતાઅત કરશે તે મદદ પામશે.

૧૪૫ જેણે તારો એબ શોધ્યો તેણે નસીહત કરી સમજ

૧૪૬ જેણે તારી તારીફ કરી તેણે તને ઝબાહ કર્યો સમજ.

૧૪૭ જેણે પોતાને ઓળખ્યો તેણે ખુદાને ઓળખ્યો

૧૪૮ જેણે યકીનથી જાણ્યું કે આ દુન્યામાંથી જવું છે તે આખેરતનો તોશો જરૂર કરશે

૧૪૯ જેણે સબર કરી તેની મેહનત ઓછી થઇ.

૧૫૦ જેણે ખુદાને જાણ્યો તેની માઅરેફત કામીલ થઇ.

૧૫૧ જેણે ખુદાનો ખૌફ કર્યો તેને કોઇનો ખૌફ નથી.

૧૫૨ જે શખસ ભુખની ઝહમત અને પેટની પુજાથી સબર નહી કરે તેની બીમારી લાંબી થવાની.

૧૫૩ જેની આદત ખરાબ થઇ તેની રોજી તંગ થઇ

૧૫૪ જેની શહવત વધારે થઇ તેની મુરવ્વત ઓછી થઇ.

૧૫૫ જેને શક થયો તેનો દીન ખરાબ થયો.

૧૫૬ જેણે નસીહત કબુલ કરી નહી તે હલાક થયો.

૧૫૭ ખરાબ ખાણું—હરામનું છે.

૧૫૮ ખુદાના અઝાબ ઉપર સબર કરવા કરતા પરહેજગારી ઊપર સ૦

બાર કરવો આસાન છે.
૧૫૯ ખરાબ કલામ જુઠ છે.
૧૬૦ ખરાબ રફીક હીરસ છે
૧૬૧ ખરાબ સાથી હસદ છે
૧૬૨ ખુબ સુરતી બંદાની ઇબાદતથી છે
૧૬૩ ખુશીની ખુબસુરતી સબર છે.
૧૬૪ એહસાનની ખુબસુરતી એહસાન કરવાથી છે
૧૬૫ કુરઆનની ખુબસુરતી સુરએ બકર અને આલેઇમરાનથી છે
૧૬૬ ખુબસુરતી આલીમની અમલથી છે
૧૬૭ જે આલીમ અમલ ન કરે તે એ ઝાડ સમાન છે કે જેને મેવા ન થાય
૧૬૮ દુન્યાની મોહબ્બતથી ડરો કે તે શૈતાનની જાળ અને ઇમાનની ખરાબી છે
૧૬૯ અસલ પરહેઝગારી ગુનાહથી બચવા અને હરામથી છેટે રહેવથી છે
૧૭૦ વધારે બદ એ શખસ છે કે જે પોતાના દીનને દુન્યાની રોનક અને માલ માટે વેચે
૧૭૧ ખરાબમાં ખરાબ રફીક ગુસ્સો છે કે ઐબ જાહેર કરે છે અને બુરાઇ નજીક કરે છે, અને નેકીને દુર કરે છે
૧૭૨ મા બાપ નો હુકમ તમામ ફરજ કરતા વધારે બુઝુરગ છે
૧૭૩ ઇનસાનનું પેટ દુશમન સમાન છે
૧૭૪ તમો તમારા માબાપ સાથે નેકી કરો કે તમારા ફરઝંદો તમારી સાથે નેકી કરે

૧૭૫ સદકા આપવાથી માલમાં બરકત થાય છે
૧૭૬ ઇનસાનને જીભ થકી બલા આવે છે
૧૭૭ નેક અમલથી ઊમ્મરમાં વધારો થાય છે
૧૭૮ ખુદાના ખૌફથી રોવાથી ગુનાહ ધોવાઇ જાય છે
૧૭૯ ત્રણ શખસને કંઇ પણ પુછ્યા વીના બેહીસ્તમાં લઇ જશે, ૧–ઇમામે આદીલ, ૨–ખરૂં બોલનાર વેપારી ૩–એ બુઢો કે જેણે ઇબાદતમાં ઉમ્મર ગાળી હોય
૧૮૦ ત્રણ શખસને કાંઇ પણ પુછ્યા વીના જહન્નમમાં લઇ જશે, ૧–ઇમામે ઝાલીમ, ૨–જુઠું બોલનાર વેપારી, ૩–બુઢો ઝીનાખોર
૧૮૧ ત્રણ શખસ બેહીસ્તમાં નહીં જાય ૧–શરાબ ખોર ૨–જાદુગર ૩–સગાંવ્હાલાંઓ ઉપર રહમ ન કરે તે
૧૮૨ ત્રણ ચીજ ખુદા પાસે શીકાયત કરશે, ૧–કુરઆને શરીફ કેહશે કે મને બરબાદ કર્યું મારા કટકે કટકા કર્યા અને બાળી નાખ્યું (પડી ને અમલ ન કરે તેણે) ૨–જે મસજીદમાં લોકો નમાઝ ન પડે તે કેહશે કે મને નકામી રાખી અને બરબાદ કરી નાખી ૩–હઝરતે રસુલે ખુદા સ૦ ના ઇતરત શીકાયત કરશે કે અમોને છેટે રાખી અને અમારા ઉપર ગુસ્સો કર્યો
૧૮૩ મુસલમાન ઉપર મુસલમાનના ૭ હક છે ૧–મુલાકાત વખતે સલામ કરે
૨–બોલાવે તો તેની પાસે જાય
૩–બીમાર થાય તો જોવા જાય
૪–મરી જાય તે જનાઝા સાથે જાય
૫–પોતા માટે જે બાબતને દોસ્ત રાખે તે બાબત તેના માટે પણ ચાહે.

૬–પોતા માટે જે ચીજથી અણગમો રાખે તે ચીજથી તેના માટે પણ અણગમો રાખે

૭–પોતાના માલથી તેની મદદ કરે

૧૮૪ જે ચીજ ફના થનાર છે તેને વાપરો, અને જે બાકી રહેવા વાળી ચીજ છે તે તેના બદલામાં લીઓ

૧૮૫ આલીમોની મોહબ્બત કરવાથી મઝહબમાં વધારો થાય છે

૧૮૬ હકીમોની સોહબતથી નમ્રતા વધારે થાય છે

૧૮૭ ફકીરોની સોહબતથી શુકર કરવામાં વધારો થાય છે

૧૮૮ પોતાના નફસ સાથે જેહાદ કરવો તે બેહીસ્ત ખરીદ કરવા જેવું છે, તે. જેણે પોતાના નફસ સાથે જેહાદ કરી તેણે બેહેસ્ત ખરીદી; અને આતો બહુજ બેહતર સવાબ છે

૧૮૯ મરવાની પહેલે પરવરદેગારની મુલાકાત માટે આખેરતનો તોશો કરી લીઓ

૧૯૦ શહવતની શુરૂઆતમાં ખુશી છે અને છેવટમાં હમેશાની હલાકી છે

૧૯૧ વધારે અહમક અને મુર્ખ એ છે કે જે પોતાને અક્કલમંદ સમજે.

૧૯૨ વધારે ફકીર એ છે કે જે તમા રાખે

૧૯૩ વધારે સારો અને વધારે તવંગર એ છે કે જે મનોવીકારથી છેટે રહે

૧૯૪ વધારે બેહતર એ શખસ છે કે જે લોકોને નફો પહોંચાડે

૧૯૫ આખેરતમાં વધારે નફો એને મળશે કે જેને દુન્યામાં થોડો નફો મળ્યો છે

૧૯૬ ખુદા પાસે હાજત ચાહવી હોય તો પહેલે મોહમ્મદ અને આલે મોહમ્મદ ઉપર દોરૂદ પડીને અહલેબૈતનો વાસ્તો આપીને દોઆ માગ.
૧૯૭ જે બંદાને ખુદા દોસ્ત રાખે છે તેનાથી દુન્યાંનો માલ દુર કરેછે.
૧૯૮ તુ કોઇ સાથે નેકી કરતો તેને છુપી રાખ, અને તારી સાથે કોઇ નેકી કરે તો તેને જાહેર કર
૧૯૯ અએ લોકો જાણો કે દુન્યા અને આખેરત બે ઓરતો સમાન છે કે એક મરદના ઘરમાં હોય, તો એકને રજી રાખે તો બીજી નારાજ થઇ જાય છે
૨૦૦ અએ લોકો જાણો કે એક ફોરીશ્તો હમેશા નીદા કરે છે કે અએ લોકો જણો મરી જવા માટે, ઇમારતો બનાવો ખરાબ થવા માટે, ભેગું કરો મુકી જવા માટે
૨૦૧ અએ લોકો જાણો કે દુન્યા છે તે વાદળાના છાયા અને સુનેલાના ઊંઘની માફક છે કે તેને ટકવા પણું ન્થી થોડા વખતમાં ચાલી જાય છે, અને તેની ખુશી ગમી સાથે અને તેની મીઠાસ કડવાસ સાથે મળેલી છે, નેઅમત ચાલી જાય છે, લોકો ફના થાય છે અને મેહનત અને દુઃખ વેઠવા પડે છે
૨૦૨ અએ લોકો જાણો દુન્યાની નેઅમતો સાથે આવતી નથી, અને હાલ બદલાયા કરે છે, અને લજ્જતો ફના થનાર છે, અને મેહનત બાકી રહે છે, માટે દુન્યા તમારાથી મોહું ફેરવે તેની પહેલે તમો તેનાથી મોહુ ફેરવો, અને તમોને બીજા સાથે બદલી નાખે એટલે દુન્યાને તજી દઇ આખેરત લ્યો
૨૦૩ અએ લોકો જાણો કે દુન્યા અને આખેરત આપસમાં બે દુશમન સમાન છે, કે એક બીજી સાથે અદાવત રાખે છે, તેમજ દીન અને દુન્યા બે જુદા જુદા રસ્તાની જેમ છે, કે એકનો રસ્તો પુર્વ

તરફ છે અને બીજીનો રસ્તો પશ્ચિમ તરફ છે, તો જે દુન્યાને દોસ્ત રાખે તે આખેરતનો દુશમન થશે, અને આખેરતને દોસ્ત રાખે તે દુન્યાનો દુશમન થશે, અને જે દુન્યા તરફ જશે તે દીનથી બહુજ છેટે થશે, અને જે દીન તરફ જશે તે દુન્યાથી ઘણો છેટો થશે અને એક શવહરના ઘરમાં જેમ બે ઓરત હોય અને તેણીઓ કદી આપસમાં બનાવટ રાખતી નથી તેમજ દીન અને દુન્યાને આપસમાં બનાવટ નથી.

૨૦૪ અએ લોકો જાણો કે દુન્યા સાંપની સમાન છે કે ઉપરનો ભાગ નરમ અને સારો દીલ ખુશ કરનાર છે, અને અંદર ઝેર ભરેલું છે, માટે તેણીથી દુર રહ્યા કરો.

૨૦૫ અએ લોકો જાણો કે ડોદીના હાથમાં સુવ્વરનો અરક હોવ તે કરતા તમારી દુન્યા મારી નજરમાં ખરાબ છે, જનાવરના મોઢામાં પાંદ તે કરતા પણ દુન્યા વધારે નાની છે, આ ફના થવાવાળી નેઅમતો અને બરબાદ થવા વાળી લીજ્જતોથી અલી ઇબ્ને અબીતાલેબને શું કામ છે ?

૨૦૬ અએ લોકો જાણો કે દુન્યા ખરાબ છે, કેમકે તેમાં નેકી થોડી છે અને બદી વધારે છે, લજ્જા ઘણી ઓછી છે, અને પસતાવા પણું બહુજ છે, અને તેની રાહત છે તે સખતી અને ઇજા સાથે મળેલી છે, અને તેની ઉમદગી નહસ સાથે મળેલી છે, અને તેનો ફાયદો નુકસાન સાથે મળેલો છે, અને તેની મીઠાસ કડવાસ સાથે મળેલી છે, માટે તેણીથી બચો.

૨૦૭ ખરેખર દીન અને દુન્યામાં બુઝુર્ગ સખી છે.

૨૦૮ ખરેખર બુઝુરગી અક્કલ અને અદબ થકી છે, ન માલ અને હસબથી.

૨૦૯ ખરેખર અક્કલવાળો એ છે કે જે ગુનાહોથી પરહેઝ કરે, અને આખેરતથી ડરતો રહે.

૨૧૦ તારા માલમાંથી તારા નસીબનું એટલુંજ છે કે જે તુ આખેરત માટે ભેગું કરીને આગળ મોકલે, કેમકે જે બાકી રેહશે તેના વારીસ માલીક થશે.

૨૧૧ બખીલોને બશારત આપકે તમારો માલ કાંતો જમાનાના ફેરથી બરબાદ થઇ જશે કાંતો વારેસોને મળશે, પણ તમોને કાંઇ ફાયદો નહીં પહોંચે.

૨૧૨ નેઝાનું ઝખમ રૂઝાય છે પણ જીભનું ઝખમ રૂઝાતુ નથી.

૨૧૩ અએ મોઅમેનો જાણો કે તમારો માલ અને તમારી અવલાદ ફીતનો છે જેમકે તે વીશે ખુદાએ કુરઆનમાં ફરમાવેલ છે, તો કયામતના દીવસે માલ તેમજ ઔલાદ કાંઇ પણ કામ નહીં આવે પણ જે શખસ સાફ દીલથી રાહે ખુદામાં વાપરશે તેનું ફળ ત્યાં પામશે.

૨૧૪ અએ લોકો તમારી પાસે માલ ઓછો હોય તો ખુદાનો શુકર કરો, કેમકે માલ જેટલો વધારે હશે તેટલો હીસાબ દેવો પડશે.

૨૧૫ અએ લોકો જાણો જ્યારે હ૦ રસુલે ખુદાસ૦ મેઅરાજથી પાછા આવ્યા ત્યારે ફરમાવ્યું કે અએ અલી મારા ભાઇ મેં આસમાન વચ્ચે બે ફીરીશ્તાને નીદા કરતા જોયા કે તે બન્નેમાથી એક કહેતો હતો કે ખુદાવંદા જે તારી રાહમાં વાપરે તેને નેક સીફત અતા કર.

૨૧૬ કારેખૈરમાં કોશીશ કરવાથી ઉમરમાં વધારો થાય છે.

૨૧૭ દુન્યા ફના થનાર છે અને તેને ચાહવા વાળા કરોળીયાની જાળ સમાન છે.

૨૧૮ અગો આહલેબયતથી મોહબ્બત અને અમારા દુશમનોથી

બેઝારી રાખવી વાજીબ છે.

૨૧૯ બયતુલ્લાહની ઝીયારત કરવી તે ખુદાના અઝાબથી અમાન છે.

૨૨૦ પરહેઝગારીથી દીન મજબુત થાય છે.

૨૨૧ શીર્ક કરવાથી હલાક થવાય છે

૨૨૨ એહસાન કરવાથી મોહબ્બત થાય છે.

૨૨૩ ખુદાનો ઝીકર સાંભળનાર ઝીકર કરનાર સમાન છે.

૨૨૪ બખશીશ કરે તે દુન્યામાં બુઝુર્ગ અને સરદાર છે, પરહેઝગારી કરે તે આખેરતમાં સરદાર છે.

૨૨૫ દીનના ફાયદાની ૬ ચીજો છે,

૧ યકીનનું ખલીસ કરવું

૨ મુસલમાનોને નસીહત કરવી.

૩ નમાઝ કાયમ કરવી,

૪ ઝકાત આપવી,

૫ હજ અદા કરવી,

૬ હરામ અને નજીસથી પરહેઝ કરવી.

૨૨૬ ઇનસાન માટે ૬ ચીજો લાઝીમ છે, ત્રણ ઘરે અને ત્રણ મુસાફરીમાં, ઘરે કરવાની ચીજો—

૧ કુરઆને શરીફની તીલાવત કરવી,

૨ ખુદાની મસજીદો બનાવવી,

૩ પોતાના બીરાદરોને ખુદાની રાહ તરફ બોલાવવા,

અને ત્રણ ચીજો મુસાફરીમાં કરવાની આ છે—

૧ પોતાનું ખાણું બીજાઓને ખવરાવવું,

૨ લોકો સાથે સારી રીતે વરતવું,

૩ ગુનાહ ન હોય એવી રીતે એક બીજા સાથે હસવું.

૨૨૭ પોતાના બચ્ચાઓને સાત વરસ થાય ત્યારે નમાઝ પઢાવો, અને બાલીગ થવા પછી તેઓના હાલ ઉપર મુકી આપો.

૨૨૮ આખેરતનો ફીકર કરવો શીફા અને દવા છે.

૨૨૯ જે ચીજ દુન્યામાં થોડી હોય અને આખેરતમાં વધારે હોય તેને તરક કરો અને આ તંગ જગોને તરક કરો કેમકે આખેરતમાં ઘણી મોટી જગ્યો છે.

૨૩૦ બેહતરમાં બેહતર એ શખસ છે કે જો તેની સાથે ગુસ્સો કરે તો તે નરમી કરે અને તેના ઉપર ઝુલમ કરે તો તેને માફ કરે, અને તેની સાથે બદી કરે તો તે નેકી કરે.

૨૩૧ બેહતરમાં બેહતર એ શખસ છે કે જે પોતાને તમામ શેહવતથી બચાવે, અને પોતાના ગુસ્સાને રોકે; અને પોતાના પરવરદીગારને રાજી રાખે.

૨૩૨ બેહતરમાં બેહતર એ શખસ છે કે તેને કાંઇ આપે તો શુકર કરે; અને સખતી આવે તો સબર કરે.

૨૩૩ બેહતરમાં બેહતર એ શખસ છે કે તેનો નફસ પરહેઝગાર હોય, અને તેનું ઇમાન શકથી ખાલીસ હોય દીલમાં તેનું યકીન સાચું હોય.

૨૩૪ મુસલમાનનું નુર રાતના ઉભા રહેવામાં છે એટલે રાત્રે ખુદાની ઇબાદતમાં છે.

૨૩૫ મોતને ભુલી જવાથી દીલ ઉપર કાટ ચડે છે.

૨૩૬ કબરની અંધારી કોટડીમાં નમાઝ થકી નુર છે.

૨૩૭ ચહેરાનું નુર સાચું બોલવાથી છે.

૨૩૮ ઇનસાનની હલાકી તેની તબીયતની તેજીના સબબથી છે.
૨૩૯ અકલમંદને મોહતાજી નથી, બે મુરવ્વતને દીન નથી; જુઠાને બુઝુરગી નથી, હસદખોરને રાહત નથી, સબર કરનારને ગમ નથી, બદકારને હરામ નથી, ઓરતમાં વફા નથી; બદમઆસ માટે બદ બોલવાનું છે, આ દુન્યા અને તેના સામાન ઉપર તુફ છે કે તે ગમ અને મુસીબત માટે પયદા કરવામાં આવી છે.
૨૪૦ અએ ગુનેહગારો ખુદાની રહેમતથી હરગીજ નાઉમેદ થઓ નહીં કેમકે ખુદા મહેરબાન છે મેહરબાન; અને સામાન વીના મુસાફરી ન કરો કેમકે રસ્તો બીકટ છે બીકટ.
૨૪૧ અરે તું કપડા થકી પોતાને રૂપાળો અને ખુબસુરત બનાવે છે પણ જાણ કે ખુબસુરતી કપડામાં નથી; બલકે ઇલમ અને અદબમાં ખુબસુરતી છે.
૨૪૨ અએ હસબ નસબ (ખાનદાન)ની પુજા કરનાર જાણ કે હસબ અને નસબમાં બુઝુરગી નથી કેમકે તમામ જણ એકજ મા બાપની ઔલાદ છે માટે હસબ ઉપર ફખર નકર.
૨૪૩ ઇનસાનનો નફસ મેહતાજી આવવાથી ગભરાય છે; પણ જાણતો નથી કે તવંગરી કરતા ગરીબી બેહતર છે કેમકે તવંગરી ગુમરાહ કરે છે.
૨૪૪ અગર તું ચાહે કે તારી જીંદગી મીઠાસ અને મજાહમાં ગુજરે તો તું હસદ અને બખીલી અને હીરસ નકર.
૨૪૫ જાહેલોની સોહબત ન કર અને તેઓથી દુર રહે, કેમકે જાહેલોએ અકલમંદોને હલાક કર્યા છે.
૨૪૬ અએ દુન્યાના આશક દુન્યાનું મોહડુ તારાથી ફરેલું છે અને

જ્યારે તે તારા તરફથી એકદમ મોઢુ ફેરવી લેશે ત્યારે તું શરમીંદા થએશ.

૨૪૭ જેને કાલે મરવું છે. તેના માટે એક દીવસની રોજી બસ છે.

૨૪૮ પરહેઝગાર અને પાક લોક સીવાય બીજાની સોહબત કર નહીં

૨૪૯ માલ વધારે હોવામાં અયબ નથી બલ્કે માલ અયબને છુપાવે છે.

૨૫૦ દુન્યાના હીરસથી તરક કર અને જીંદગીનો લોભ નકર.

૨૫૧ માલ ભેગો નકર; કેમકે તને ખબર નથી કે કેના માટે ભેગો કરે છે.

૨૫૨ તને ખબર નથી કે તને તારી જમીનમાં નાખશે કે બીજાની

૨૫૩ ઇનસાનની રોજી મુકરરર થએલી છે; માટે તેના માટે કોશીશ કરવી નકકામી છે.

૨૫૪ જે હીરસ કરે તે ફકીર છે.

૨૫૫ જે સબર કરે તે અમીર છે

૨૫૬ હું દુન્યાની તારીફ હરગીઝ નહીં કરું, કેમકે તેની શુરૂઆતમાં રાહત અને આખરમાં ફના છે, તેના હલાલમાં હીસાબ અને હરામમાં અઝાબ છે

૨૫૭ દરેક નેકીને માટે સવાબ છે.

૨૫૮ દરેક જીંદગી માટે મૌત છે.

૨૫૯ દરેક બીમારી માટે દવા છે

૨૬૦ દરેક ચીજ માટે ફના છે

૨૬૧ દરેક ઝાલીમ માટે અઝાબ છે

૨૬૨ દરેક જાહેર માટે બાતીન છે, જેનું જાહેર નેક છે તેનું બાતીન પણ નેક છે

૨૬૩ દરેક ચીજનું ખી છે, અને અદાવતનું ખી મશકરી છે
૨૬૪ દરેક માટે ખોરાક છે, મોત માટે તું ખોરાક છે
૨૬૫ દરેક ચીજનું ફળ છે
૨૬૬ દરેક ગુનાહ માટે સજા છે
૨૬૭ દરેક માટે અહ્દ જરૂર છે
૨૬૮ આખેરતની દરેક ચીજ માટે બકા (હમેશપણું) છે
૨૬૯ અક્કલવાળા માટે દરેક ચીજમાં અક્કલમંદી છે, અને નાદાન માટે દરેક વાતમાં નાદાની છે
૨૭૦ અક્કલવાળો દરેક ચીજમાં નેકી જોશે, અને નાદાન દરેક વાતમાં નુકસાન જોશે
૨૭૧ અગર તું પોતાના ઐબ તરફ નજર કરીશ તો તું બીજાના ઐબ હરગીજ શોધીશ નહીં
૨૭૨ તારો દોસ્ત એ છે કે જે દરેક વખતે તારા ઐબ જાહેર કરે
૨૭૩ નુકસાનવાળો વેહપારી એ છે કે પોતાને દુન્યા માટે વેચે, અને ખુદા પાસે ફાયદાવાળી જે ચીજો છે તેને તરક કરે
૨૭૪ અગો આહલેબૈતના દુશમનો માટે ખુદાના ગઝબ અને ગુસ્સાના દરયાના મોઝા છે
૨૭૫ એ ચીજથી પરહેઝ કર કે જે ફના થવાવાળી છે અને હમેશા રહેશે નહીં
૨૭૬ દસ્તરખાન ઉપર જે પડે તે ખાઇ જાઓ કે તે દરેક બીમારી માટે દવા છે
૨૭૭ જેણે ઇસલામ કબુલ કર્યું તે સલામત રહયો, જેણે તકબ્બુર કર્યું તે હલકો થયો

૨૭૮ જેણે પોતાની જીભ નેક કરી તેના દોસ્ત ઘણા છે
૨૭૯ જેણે હક રીતે કામ કર્યું તેને ફાયદો મળ્યો
૨૮૦ જેણે સબર કરી તે ગની થયો
૨૮૧ જેણે પોતની ખાહીશ પ્રમાણે કામ કર્યું તે હલાક થયો
૨૮૨ જેણે ઝુલમ કર્યો તેની ઉમર ટુંકી થઇ
૨૮૩ જેણે ગુનાહ કર્યો તે બેઇજ્જતી થયો
૨૮૪ જેણે સાચું કહ્યું તેને હીદાયત થઇ
૨૮૫ જેણે નેક અમલ કર્યો તેને નજાત મલી
૨૮૬ જેણે ખુદા સાથે મકર કર્યો તેજ મકરમાં ફસાણો
૨૮૭ જેણે અહલેબેતનો દામન પકડ્યો તે નજાત પામ્યો
૨૮૮ જેણે અમારા સાથે દુશમની કરી તે ખરાબ થયો
૨૮૯ જેણે અમારો હુકમ માન્યો તે મોટો મરાબો પામ્યો
૨૯૦ જેણે અમારો રસ્તો મુકી આપ્યો તે ગરક થયો
૨૯૧ જેણે પોતાના નફસ સાથે બદી કરી તો એવું છે કે તેણે તેની તારીફ કરી
૨૯૨ જેને ખુદાએતઆલાએ વધારે નેઅમત આપી તેને વાજીબ છે કે ખુદાના બંદાઓને આપે અને મહેરબાની કરે
૨૯૩ જેણે પોતાના નફસની તારીફ કરી તેણે તેને ઝબાહ કર્યો.
૨૯૪ જેણે ખુદાની તારીફ કરી તે ગની થયો
૨૯૫ જેણે ખુદાને યાદ કર્યો તે જવાબ પામ્યો
૨૯૬ જેણે લોકોથી શરમ અને હયા કરી નહીં તે ખુદાથી પણ શરમ અને હયા નહીં કરે
૨૯૭ જે જીવતાથી કોઇને ફાયદો પહોંચે નહીં તે મુરદા સમાન છે

૨૯૮ જેણે પોતાની આબરૂ ખોઇને તારી પાસે સવાલ કરયો તેને તું કાંઇ આપી પોતાની આબરૂ બચાવીલે
૨૯૯ જે શખસ ખુદાના દીનને રમત ગણશે તેને ખુદા જહન્નમમાં નાખશે.
૩૦૦ જેને ખુદાનો ભેફ હશે તેને ખુદા તમામ આફતોથી બચાવશે.
૩૦૧ જે દુન્યામાં ગમગીન અને ઉદાસ રહેશે તેને ખુદા કયામતમાં ખુશ કરશે અને બેહીશ્ત આપશે.
૩૦૨ જે શખસ ખુદાથી ડરશે તેને ખુદા તમામ ચીજોથી ડરાવશે.
૩૦૩ જે શખસ પોતાને ફકીર સમજશે તે બુઝુર્ગ થશે અને અગર બુઝુર્ગ બનશે તો ફકીર થશે.
૩૦૪ જેને શક પેદા થયો તેનું ઇમાન ખરાબ થયું.
૩૦૫ જે શખસ વધારે ખાવાથી તેમજ નુકશાન વાળી ચીજ ખાવાથી પરહેઝ નહી કરે તેની બીમારી લાંબી થશે.
૩૦૬ જેણે ઝુલ્મ કરયે તેણે પોતાની ઉમ્મર નાહક ટુંકી કરી.
૩૦૭ કોઇ પાસે પોતાની હાજત જાહેર કરવા કરતા નાઉમેદ થવું બેહતર છે.
૩૦૮ મરદનો શણગાર ઇલ્મ અને હીલમમાં છે.
૩૦૯ નાદાનોની સોહબત કરવી બુરીમાં બુરી બલા છે.
૩૧૦ જે શખસ તારામાં ન હોય એવી તારીફ કરે તો જાણ્યુ કે તે તારી મશકરી કરે છે અને જો તું તેને કાંઇ ઇનામ આપીશ નહીં" તો તેથી તે તારી વધારે મઝીમ્મત કરશે.
૩૧૧ અકલવાળાઓની સોહબત દીલને જીવતુ કરે છે અને નફસને શીક્ષા આપે છે.

૩૧૨ અવલાદનું મરવું તે કમરનું તુટવું અને કલેજાનું બળવું છે, અને ભાઇનું મરવું તે હાથ અને બાજુનું તુટવું છે, અને ઓરતનું મરવું તે એક કલાકનો ગમ છે.

૩૧૩ મુનાફીકનું ઇલ્મ તેના કહેવામાં છે.

૩૧૪ મોઅમીનનો ઇલ્મ તેના અમલમાં છે.

૩૧૫ જે ઇલ્મથી ફાયદો ન પોચે તે નકામી દવા સમાન છે.

૩૧૬ અહલેબૈતે મોહમ્મદ સ૦ને દોસ્ત રાખો કે તમારા ઉપર વાજીબ છે. જેમકે કુરઆનમાં ખુદાએ કુલ્લા અસ્અલોકુમ (તે છેલ્લે સુધી) ફરમાવ્યું છે, અને ખુદાને વાજીબ છે કે તે તમોને પણ દોસ્ત રાખે, અને તમો હલાલ કમાઓ અને ઘરના લોકો સાથે નેકી કરો

૩૧૭ સીલેહ રહેમ કરવાથી ઉમ્મર લાંબી થાય છે, અને અજલ છેટે જાય છે

૩૧૮ ઇલ્મથી ઉલટુ ચાલવું તે કસ્તી ઉપરથી પાણીમાં પડવા સમાન છે અને પોતે તથા પોતાના સાથવાળાઓને ડુબાવે છે.

૩૧૯ નીચે લખેલી દસ ખસલતવાળો જ્યારે ખુદા પાસે જશે ત્યારે બેહીસ્તમાં જશે, તે ખસલતો આ છે-

૧ ખુદા એક હોવાની ગવાહી આપવી

૨ હ૦ મોહમ્મદ મુસ્તફા સ૦ની પૈગમબરી ઉપર ગવાહી આપવી,

૩ ખુદા તરફથી આવેલી ચીજો ઉપર ઇમાન લાવવું

૪ નમાઝ કાયમ કરવી

૫ ઝકાત આપવી

૬ માહે રમઝાનના રોઝા રાખવા

૭ કાઅબાની ઝીયારત કરવી,

૮ તેની વીલાયત ઉપર ઇકરાર કરવો,

૯ તેના દુશમનોથી છેટે રહેવું,

૧૦ મના થાએલી બાબતોથી પરહેજ કરવી.

૩૨૦ કયામતની નીશાનીઓ નીચેની દસ ચીજ છે,

૧ સુર્યનું મગરીબ તરફથી નીકળવું

૨ દજ્જાલ મલઊનનું ખેરૂજ કરવું,

૩ દાબ્બતુલઅરઝનું જાહેર થવું

૪ ત્રણ ગ્રહણ થવા, એક મશ્રીકમાં, બીજુ મગરીબમાં ત્રીજુ અરબના જઝીરામાં

૫ હઝરત ઇસા અ૦નું આસમાનથી નીચે આવવું,

૬ બારમા ઇમામનું ખેરૂજ કરવું

૭ યાજુજ અને માજુજનું ખેરૂજ કરવું

૮ યમનની જમીનમાંથી જમીનના નીચેના ભાગમાંથી આગનું નીકળવું

૯ આગના એવા ભડકા નીકળે કે કોઇને પોતાની પાછળ આવવા ન આપે

૧૦ તમામ લોકોને હશર તરફ હાંકશે,

૩૨૧ જ્યારે તમને ખુદાની તરફથી પહેલાં આવનારી બક્ષીશો-નેઅમતો મળી ચુકી છે ત્યારે નાશુકરી (અપકાર) કરી પછી આવનારી બક્ષીશો અને નેઅમતોને રોકો નહીં.

૩૨૨ કીનાઅત (સંતોષ) એવી દોલત છે કે કદી નાશ પામતી નથી

૩૨૩ જે માણસ અમલ (કાર્ય) કરવામાં આળસુ હશે તે પોતાના નસબ (કુળ)ના કારણથી કાંઇ લાભ પામી શકશે નહીં

૩૨૪ કોઇ નિષ્ફળતા પામેલા નિરાશ થએલા; અને સંકટમાં આવી પડેલાંની મદદે પહોંચવું અને તેના સંકટને દુર કરવું મોહટા મોહટા ગુનાહો (પાપો)નો કફફારો (પ્રાયશ્ચિત) છે

૩૨૫ હે! માણસ! જ્યારે ખુદાએતઆલા ત્હારા ઉપર પોતાની બક્ષીશો ઉપરા ઉપરી મોકલતો રહે છે, અને તું પાપોમાં ડુબેલો હોય છે ત્યારે ત્હારે બીહવું જોઇએ

૩૨૬ કોઇ માણસ પોતાના મનમાં ગમે તેટલી કોઇ વાત છુપી રાખે પરંતુ તેના બોલવા ઉપરથી અથવા ચ્હેરા ઉપરથી તેની ખચિત ખબર પડી જાય છે

૩૨૭ જ્યાં લગી એવો મંદવાડ છે કે તું હરીફરી શકે છે ત્યાં લગી આગલ કરે જા અને જ્યારે પુર્ણ લાચાર થઇ જાય ત્યારે લાચારી છે

૩૨૮ પોતાના ઝોહદ (પરહેઝગારી)ને લોકોથી છુપો રાખવો એ સર્વથી શ્રેષ્ઠ ઝોહદ છે

૩૨૯ નેકી કરનારો એ નેકી કરતાં વધારે નેક છે અને બુરાઇ કરનારો એ બુરાઇ કરતાં વધારે બુરો છે

૩૩૦ જવાંમરદ થા, નકામું ખરચ કરનારો નથા નિયમિતપણે (એઅતેદાલ) ચાલ અને ખાવા પીવામાં તંગીથી ન વર્ત

૩૩૧ સર્વ ઇચ્છાઓનો નાશ કરવો એ સર્વોત્તમ શ્રીમંતાઇ (તવંગરી) છે

૩૩૨ જેઓ લોકોની સાથે એવી રીતે વર્તે છે કે તેમને તેઓ પસંદ કરતા નથી તેઓ સંબંધી લોકો એવી એવી વાતો કરે છે કે જેને તેઓ જાણતા નથી.

૩૩૩ જે માણસ લાંબી લાંબી આશાઓ બાંધે છે તે નકારો (બદઅમલ) બની જાય છે

૩૩૪ જે કુકર્મ (ગુનાહ) કર્યા પછી પશ્ચાતાપ થાય તે કુકર્મ અલ્લાહ્‌ની દૃષ્ટિમાં પાછળથી ગર્વ ઉતપન્ન કરે એવાં સુકર્મ કરવા વિશેષ સારૂં છે
૩૩૫ વિજય (ફતેહમંદી) ચતુરાઇથી, અને ચતુરાઇ સૂક્ષ્મ મતિથી અને સૂક્ષ્મ ગતિ, ગુહ્ય ભેદેનું રક્ષણ કરવાથી, પ્રાપ્ત થાય છે
૩૩૬ ઉદાર પુરૂષ (કરીમ)ની ઝાંઝથી જ્યારે તે ભુખ્યો હોય ત્યારે, અને નીચ માણસની ઝાંઝથી જ્યારે તે પેટ ભરી બેઠો હોય ત્યારે બચતા રહો
૩૩૭ જ્યાં લગી ત્હારા ભાગ્યનો ઉદય હશે ત્યાં લગી ત્હારા સર્વ એબ ઢંકાએલાં રહેશે
૩૩૮ ધૈર્યતા (સબર)ના બે વિભાગ છે એકનો સંકટ સમયે ધીરજ ધરવી; અને બીજો પોતાના નફ્‌સની ઇચ્છાઓનો નાશ કરવો
૩૩૯ જે માણસ તને કોઇ કુકર્મ કરવાથી બીહવરાવે છે તે તને કોઇ વાતની ખુશખબરી સાંભળાવનાર માણસ સમાન છે
૩૪૦ જીભ એક એવું વીફરેલ પ્રાણી છે કે છુટું મુકતાં કરડવા દોડે છે. સંસારી લોકો ઉંઘમાં મુસાફરી કરતાં કાફલા સમાન છે
૩૪૧ મિત્રો ગુમાવવા એ પણ એક પ્રકારના પરદેશમાં હોવાના (દુઃખ) સમાન છે.
૩૪૨ કોઇને ઓછું (દાન) આપતાં શરમાઓ નહીં, કેમકે તદ્દન ન આપવું ઓછા કરતાંએ ઓછું છે.
૩૪૩ પવિત્રતા (પાકદામની) ઇમાનની શોભા છે.
૩૪૪ જ્યારે બુદ્ધિ—અક્કલ પરિપુર્ણતા (કમાલને) પ્રાપ્ત કરે છે ત્યારે બોલવું ઓછું થઇ જાય છે.
૩૪૫ માણસ જે શ્વાંસ લેછે તે મોત તરફ ઉતાવળથી જવા ડગલા

બરતો હોયની ! એ સમાન છે.

૩૪૬ જો ઢોંગી અને દંભીયોની પાસેથી મળી આવે તો તેમની પાસેથી પણ જ્ઞાન-ડહાપણને ગ્રહણ કરો કેમકે તે અરિતકોની ખોવાઇ ગએલી પુંજી છે.

૩૪૭ માણસની કીમતનો અંદાજો, તેને સુધારનાર વસ્તુ વડે થઇ શકે છે.

૩૪૮ જેઓ જેહાદના રણસંગ્રામમાંથી સહીસલામત પાછા આવે છે તેઓની કિર્તિ સર્વત્ર ગવાય છે અને તેઓ બહોળા કુંટુંબ વાળા થય છે

૩૪૯ જે માણસ, "હું જાણતો નથી" એમ કહેવાને ત્યજી દરેક પ્રસંગે ઉત્તર આપવા તૈયાર રહે છે તે નાશ પામે છે.

૩૫૦ વૃદ્ધ પુરૂષોની યોજનાઓ (તદબીરો) અથવા યુક્તિયો, યુવાન પુરૂષોના રણસંગ્રામમાં દ્રઢપણે રહેવા કરતાં વધારે સારી હોય છે.

૩૫૧ જે માણસ અંતઃકરણ પુર્વકનો પશ્ચાતાપ (તૌબા) કર્યા છતાં અને ખરાં મનથી ક્ષમા માંગવા છતાં (ઇસ્તેગફાર કર્યા છતાં) ખુદાની કૃપાથી નિરાશ થાય છે તેવા માણસથી હું અચંબો પામુ છું.

૩૫૨ એ માણસ કે જે પોતાના વઅઝ (બોધ) વડે લોકોને ખુદાની કૃપા (રહેમત)થી નિરાશ, તેમજ અલ્લાહના કોપ (અઝાબ)થી નિર્ભય ન બનાવે તે ખરો કામિલ ફકીહ છે.

૩૫૩ ખારજી ટોળાંનો એક માણસ તહજ્જુદની નમાઝ પઢે છે અને કુરઆનની તિલાવત કરે છે એવું જ્યારે આપે સાંભળ્યું ત્યારે ફરમાવ્યું સત્ય અને (સાચા) ઇમાનની સ્થિતિમાં સુઇ રહેવું, ઢોંગ ભરી (મુનાફેકાની) નમાઝ કરતાં ઘણે દરજ્જે બેહતર છે

૩૫૪ જ્યારે તમે કોઇ નવી ખબર સાંભળો ત્યારે એ ખબર લાવનાર

માણસની વાતને માનતાં વિચાર કરો કેમકે માત્ર સાધારણ રીતે રિવાયત કરનારાઓ ઘણાં છે, અને તેના પાબંદ ઘણા ઓછા છે

૩૫૫ ઝકાત અને ખેરાતના કારણથી આકાશ ઉપરથી પોતાની રોઝી ઉતારી લાવો એટલે સદકાથી રોઝી વધે છે

૩૫૬ માણસના માથે કુટુંબનો જેટલો બોજ હોય છે તેના પ્રમાણમાં ખુદા તરફથી મદદ મળે છે.

૩૫૭ જે માણસ મધ્યગતા (મધ્યાનારગી) ધારણ કરે છે તે મોહતાજ થતો નથી

૩૫૮ ઓછું કુટુંબ હોવું એક પ્રકારની તવંગરી છે.

૩૫૯ ગમ અને ફિકર અર્ધ ઘડપણ છે.

૩૬૦ માણસ પોતની જીભ હેઠળ છુપેલો હોય છે એટલે કે વાચાથી તેની કદર કીંમતની ખબર પડે છે

૩૬૧ જે માણસ પોતની કદર-કીંમત ઓળખી શકતો નથી તે હલાક થાય છે.

૩૬૨ દરેક માણસ માટે એક પરિણામ છે, સારૂં અથવા નરસું. એટલે સુકર્મો અને કુકર્મોનું પરિણામ

૩૬૩ દરેક આવનાર વસ્તુ પાછળ જતી જાય છે અને જે પાછળ જાય છે તે જાણે હતીજ નહીં !

૩૬૪ જો કે સબરનો સમય લંબાતો હોય તો પણ સબર કરનાર ફતેહ પામ્યા વિના રહેતો નથી

૩૬૫ જે માણસ પોતે કલંકિત (તોહમતની) જગ્યાએ જાય છે તેણે બદગુમાની કરનારાને ઠપકો આપવો જોઇયે નહીં

૩૬૬ જે માણસ પોતાના ભેદને છુપો રાખે છે તે અખત્યારનો માલિક હોય છે.

૩૬૭ મિથ્યાભિમાન એટલે પોતાને પુર્ણ (કામિલ) સમજવો, ચઢતી કરતાં અટકાવે છે.
૩૬૮ ગુનાહ ન કરવા, એ તૌબા કરવા કરતાં વધારે સેહેલ છે.
૩૬૯ પોતાના મનમાનું કપટ દુર કરવા વડે બીજાઓના મનનું કપટ દુર કરો
૩૭૦ કાર્ય (અમલ) કરવામાં આળસ કરવાનું પરિણામ ખરતાવે. અને ચેતતા રહેવાનું પરિણામ સલામતી છે.
૩૭૧ બે દાવા વિરૂદ્ધ હોતા નથી પણ તેમાંનો એક ખચિત જુઠો હોય છે
૩૭૨ જે માણસ સબર કરી શકતો નથી તેને બે સબરી મારી નાખે છે
૩૭૩ હે ! માનવ ! તું પોતાની રાત દહાડાની મેહનતથી જે કાંઇ વધારે કમાય છે તેને સાંભળી રાખવામાં તું બીજાઓનો ખજાનચી છે
૩૭૪ જે માલથી નુકશાન વડે તને શિક્ષા (નસીહત=ઇબરત) મળે તે નુકશાન નથી.
૩૭૫ જ્યારે બદલો લેવાની શકિત હોય ત્યારે માફી, અને જ્યારે બદલો લેવાની શકિત ન હોય ત્યારે સબર—(ખ ૨૦૪) એ બન્ને ક્રોધ (ગુસ્સાને) રોકે છે
૩૭૬ માણસને જીંદગીની મળેલી મોહલત એક મજબુત ઢાલ છે
૩૭૭ દરેક વાસણ, તેમાં ભરવામાં આવતા પદાર્થના કારણે સાંકડું થતું જાય છે, પરંતુ ઇલ્મનું વાસણ જ્યમ જ્યમ તેમાં વધારે ભરવામાં આવે છે ત્યમ ત્યમ વધારેને વધારે પહોળું થતું જાય છે
૩૭૮ સહનશીલ (હલીમ) પુરૂષને તેની સહન શિલતા (હિલ્મ) વડે પહેલો જે લાભ મળે છે તે એ છે કે અજ્ઞાન વિરૂધ, લોકો તેના મદદગાર બને છે

૩૭૯ જો તું સ્વભાવે સહનશીલ નથી તો સહનશીલ બનવાના પ્રયત્નો કર, કેમકે જે માણસ કોઇ કોમનું મળતા પણું ધારણ કરે છે તે જલદીથી તેમાંનો એક થઇ જાય છે

૩૮૦ માણસનું મિથ્યાભીમાની હોવું તે તેની બુદ્ધિયોના અદેખાઓમાંનો એક અદેખો છે એટલે મીથ્યાભીમાની વિશેષ લાભ પામી શકતો નથી

૩૮૧ રથીતીના ફેરફારથી માણસના મુળપણાની ઓળખાણ થાય છે.

૩૮૨ માત્ર ઝન (અનુમાન) ઉપર વિશ્વાસ રાખી કોઇ બાબતનો ચોકસ ચુકાદો કરવો એ ન્યાય (અદલ) નથી.

૩૮૩ પરંતુ આ અનુપમ ગુણ ખાસ સાલેહીન લોકો વીના બીજાઓને નસીબ થએલો હોતો નથી

૩૮૪ લજ્જા (હયા) નો ગુણ જે માણસને પોતાનો જામો પેહરાવે છે તે માણસના એબ બીજાઓ જોઇ શકતા નથી

૩૮૫ કોઇએ આપને ઇમાન વિશે સવાલ કરયો તો ફરમાવ્યું કે મન વડે ખુદાને ઓળખવાને, જીભ વડે તેની તવહીદ (એકતાવા) નો એકરાર કરવાને, અને અવયવો વડે અમલ કરવાને ઇમાન કહે છે

૩૮૬ ઓરત (સ્ત્રી) પગથી કે માથા સુધી શર (પાપાચાર) છે અને તેણીમાં જે કાંઇ છે તે પણ શર છે, પરંતુ તેણીનું હોવું જરૂરી છે

૩૮૭ જે માણસ આળસુ હોય છે તે પોતાના હકોને અને જે ચાડીયાઓની વાત માનનાર ( કાનનો કાચો ) હોય છે તે પોતાના મિત્રોને ખોઇ બેસે છે

૩૮૮ દરેક નેઅમતમાં અલ્લાહનો હક છે જે તેના હકો પુરા કરે છે તેની નેઅમતને તે વધારે છે, અને જે હકો પુરા કરતો નથી તે પોતાની નેઅમતના નાશ માટે શરત બાંધે છે

૩૮૯ જો કોઇ ત્હારા માટે સારૂં અનુમાન કરે તો તેના અનુમાનને સત્ય સાબીત કરી દેખાડ એટલે જો તને કોઇ પરહેજગાર સમજે તો પરહેજગાર બનવાની કોશીશ કર

૩૯૦ ઇમાનદાર લોકોના ઝન એટલે ગુમાનથી બચતા રહો કેમકે ખુદાએ તેમની જીભ ઉપર હક (સત્ય) પૈદા કીધું છે એટલે ઇમાન. દારોનો મત જુઠો હોતો નથી

૩૯૧ સંતોષ-(કિમઅત) એક પુરેપુરી બાદશાહત છે. અને વિવેક એક ઉમદા બક્ષીશ છે......ખરેખર સંતોષ એક પવિત્ર અને સ્વ. ચ્છ જીંદગી છે

૩૯૨ હું મોઅમેનીનનો સરદારછું અને માલ દુષ્ટ અને પાપીયા. ઓનો સરદાર છે

૩૯૩ મુફલિસી (કંગાલ પણું) માણસ પાસે સર્વ પાપો કરાવે છે

૩૯૪ એકાંતમાં પાપમય કર્યો ગુનાહો કરવાથી બચતા રહો કેમકે એ સમયે જે તમારો શક્ષી છે તેજ ન્યાયાધિસ (હાકિમ) છે. એ. ટલે ખુદા

૩૯૫ જે ગુનાહને ગુનાહ કરનારો હલકે સમજે તે ગુનાહ સર્વથી મોહટો અને સખત છે

૩૯૬ ઝાલિમ પુરૂષની ત્રણ નીશાનીયો છે ૧—પોતાથી મોહટી પદ. વીના માણસની આજ્ઞાઓ ન માનવી ૨—પોતાથી હલકી પદ. વીના લોકો ઉપર જુલમ કરવો ૩—ઝાલીમોની મદદ કરવી.

૩૯૭ જે ઐબ (દોષ) ત્હારા પોતામાં હોય તે ઐબ બીજાને લગા. ડવો એ સર્વથી મોહટો ઐબ છે

૩૯૮ આપને પુછ્યું કે જો કોઇ માણસના ઘરનો દરવાજો બંધ

કરવામાં આવે અને તેમાં તે માણુસને મુકવામાં આવે તો તેને રોઝી ક્યાંથી મળશે ? હઝરતે ફરમાંવ્યું જ્યાંથી તેનું મૌત આવશે
૩૯૯ જે માણુસ પોતાની ઇજ્જત આબરૂ ગુમાવવી ચાહતો ન હોય તેણે લોકોની સાથેનો વિવાદ અથવા ઝગડો ત્યજી દેવો જોઇએ
૪૦૦ જ્યારે તમે અલ્લાહની દરગાહમાં કાંઇ સવાલ કરનારા હો ત્યારે પહેલાં અને છેલ્લા હઝરતે મોહમ્મદ સ૦ અને તેમની આલ ઉપર દરૂદ પઢો કેમકે અલ્લાહ પહેલી અને છેલ્લી બાબતો ( દરૂદો ) ને કબુલ કરે અને વચલી બાબત ( દોઆ ) ને કબુલ ન કરે એમ બની શકે નહીં
૪૦૧ તક (મૌકો) મળવા પહેલાં ઉતાવળ કરવી, અને તક મળે ઢીલ કરવી મુર્ખઇ છે
૪૦૨ જ્યાં સુધી તેં મુખ બહાર વાત નથી કહી ત્યાંસુધી તે ત્હારા બંધન (કૈદ)માં છે; અને જ્યારે તુ મુખ બહાર વાત કહે છે ત્યારે તું તેના બંધનમાં આવી જાય છે...તો...જેવી રીતે તું સોના ચાંદીને સાવચેતીથી સંભાળે છે તેવી રીતે તું ત્હારી જીભને સંભાળી રાખ, કેમકે કેટલીક વાતો એવી હોય છે કે જેથી માલ દૌલતને નુકસાન પહોંચે છે અને ખુદાના અઝાબને પાત્ર થવાય છે
૪૦૩ જે તું જાણતો નથી તે સંબંધી ન બોલ; બલકે જે જાણે છે તે પણ બધું ન કહે...કેમકે ખુદાએ ત્હારા સંગ્રહ અવયવો ઉપર અમુક ફરઝો મુકી છે જે આધારે કયામતના દીવસે તે ત્હારા ઉપર હુજ્જત કાયમ કરશે
૪૦૪ ખુદા તને ગુનાહ કરતાં જુવે અને ઇબાદત કરતાં ન જુવે એથી બીહતો રહે; નહીં તો તું નુકસાન પામનારાઓમાં ગણાઇશ.

અને જ્યારે ત્હારામાં તાકાત હોય ત્યારે તેને ઇબાદતમાં વાપર, અને જ્યારે કમ તાકાત થાય ત્યારે ગુનાહો કરવામાં પણ કમ તાકાત બની જા

૪૦૫ દુન્યાના ફેરફારો અને તેના અકસ્માતોને જોવા છતાં તેના (દુન્યા) ઉપર વિશ્વાસ રાખી બેસવુ મુર્ખાઇ છે...અને નેકીના કામો માટે સવાબ (પુન્ય) મળવાની ખાત્રી હોવા છતાં તેનાથી ગફલત કરવી એ ચોખ્ખું નુકસાન છે...અને કોઇની પરિક્ષા કરી લીધા પહેલાં તેનો ભરોસો કરવો કમ અક્કલી અને બેવકુફી છે

૪૦૬ દુન્યા અલ્લાહની નજરમાં તુચ્છ અને હલકી છે એનું મોહટું સીદ્ધાંત એ છે કે, જયારે તેની (ખુદાની) આગ્નાઓનો ભંગ કરવામાં આવે છે ત્યારે તે દુન્યા મેળવવાના કારણથીજ હોય છે...અને ખરી અને વાસ્તવિક બક્ષીસો જે ખુદાની પાસે છે તે દુન્યાનો ત્યાગ કર્યા વિના પ્રાપ્ત થતી નથી

૪૦૭ દુન્યા પ્રત્યે ધિક્કાર રાખ ખુદા તને એના એબો જણાવશે અને અલ્લાહ તેથી ગાફીલ નથી કેમકે તે ત્હારાથી ગાફીલ નથી

૪૦૮ દુન્યામાંથી તમને જે કાંઇ મળે તે લ્યો; અને જે કાંઇ જતું રહે તેનાથી મોંહ ફેરવો અને જો તમે એમ કરી શકતા નહોતો તેને પામવામાં સારાં સાધનો ધારણ કરો એટલે કોઇ નાજાયજ સાધન વડે દુન્યાને ન મેળવો

૪૦૯ જે માણસ, એક બીજાથી વિરૂદ્ધ ઇચ્છાઓ પુર્ણ કરવા માટે, જે સાધનો વાપરે છે તે સાધનો તેને મદદ કરતાં નથી એટલે તે નિષ્ફળતા પામે છે

૪૧૦ જ્યારે અમ્માર બિન યાસિર, મોગીરા બિન શઅબા નામના

માણસની સાથે સવાલ જવાબ કરતા હતા ત્યારે હઝરતે અલી અ૦ ફરમાવ્યું—"હે અમ્માર ! એનો ખ્યાલ મુકીદો, કેમકે તેણે જે બાબત તેને દુન્યાની પાસે બનાવે એ બાબત દીનમાંથી લીધી છે, અને તેણે જાણી જોઈને પોતાને શંકાઓમાં નાખ્યો છે એટલા માટે કે તે શંકાઓને પોતાની તકસીરોના બહાના તરીકે આગળ ધરે

ઘણુંજ રહસ્યથી ભરપુર વાણી છે નકામા સવાલ જવાબ કરનારાઓની સાથે ઝગડવું નકામું છે

૪૧૧ જેણે તને બોલતો કીધો એની વિરૂધ પોતાની જીભની ત્વરાને વાપર નહી, અને જેણે તને પૈદા કરી સારો (દુરસ્ત) બનાવ્યો તેની વિરૂધ પોતાની સુભાષાનો ઉપયોગ કર નહીં ભાવાર્થ એ છે કે ખુદાની જાત વિરૂધ પોતાના દલીલ અને બોલવાની છટાનો ઉપયોગ કરો નહીં

૪૧૨ બીજા કોઈની જે વાતને તું પસંદ કરતો ન હોય તે વાતથી ત્હારે દુર રહેવું એ ત્હારા જીવ માટે ઉત્તમ અદબ છે

૪૧૩ જો તુ કુલિન (શરીફ) પુરૂષની પેઠે સબર કરે તો સારૂં છે નહીં તો ચોપગાઓની જેમ આખર ત્હારે લાચારીથી સબર કરવો પડશે

૪૧૪ ખબીસી સમગ્ર ઐબોને એકઠી કરનાર છે તે એક એવી દોરી છે કે જે વડે માણસ દરેક પાપ તરફ ખેંચાઈ શકે છે

૪૧૫ " દુન્યા છેતરે છે; નુકસાનમાં નાંખે છે, અને પસાર થઈ જાય છે અલ્લાહે તેને દોસ્તોને સવાબમાં આપવા પસંદ કરેલ નથી તેમજ પોતાના શત્રુઓને અઝાબમાં આપવા પસંદ કરેલી નથી ( એથી બુરી બીજી કઈ વસ્તુ ? ) અને દુન્યાદાર એ કાફલા સમાન

છે કે જે પડળ નાંખતો હેવ એટલામાં કાફલાનો સરદાર તેમને કુચનો હુકમ આપે

૪૧૬ નમ્રતા માણુસનું કુટુંબ છે. એટલે નમ્રતા સહુ કોઇ બની જાય છે

૪૧૭ માણુસ એક લાચાર અને નિરાધાર ઉતપતિ ( બનાવટ ) છે. તેની જીંદગીનો સમય છુપો છે તેના ઉપર કયા કયા રોગો આવનાર છે તેની તેને ખબર નથી અને તેના કૃત્યોની નોંધ ( અમલ નામુ ) સંભાળથી રાખવામાં આવેછે એક મચ્છર જેવો જંતુ તેને દુઃખ દઇ શકે છે. પાણીથી હલાક થઇ શકે છે......અને પરશેવો આવવાથી દુર્ગંધી બને છે

૪૧૮ સહન શિલતા અને નમ્રતા એક પડદો છે જે એબોને છુપાવે છે અને અકલ એક ધારવાળી તલવાર છે...તો...સહન સિલતા અને નમ્રતા વડે તમે તમારા એબોને છુપાવો, અને અકલની ધારવાળી તલવાર થકી નફસ (જીવ) ની ઇચ્છાઓનો સંહાર કરો

૪૧૯ અલ્લાહ તઆલા પોતાના કેટલાંક બંદાઓને એટલા માટે માલ દોલત આપે છે કે તેઓ ખુદાના (ગરીબ) બંદાઓને ફાયદો પહોંચાડે જ્યાં સુધી તેઓ તે બક્ષીશો બીજાઓ માટે ખરચતા રહેછે ત્યાં સુધી તે બક્ષીસો ખુદા તેમના હાથમાં રહેવા દેછે, અને જ્યારે તેઓ બીજાઓ માટે વાપરતાં અટકે છે ત્યારે ખુદા તેમના હાથમાંથી લઇ બીજાઓને સોંપે છે

૪૨૦ માણુસે બે વાતો ઉપર ભરોંસો કરવો જોઇયે નહીં. ૧-તંદુરસ્તી ૨-અમીરી (તવંગરી) માણુસ સારો ભલો હોય છે અને

અચાનક માંદો થઈ જાય છે, અમીર હોય છે ઓ ઘડીમાં કંગાલ બની જાય છે

૪૨૧ જે માણસ પોતાની હાજતો કોઇ ઇમાનદાર માણસ આગળ ધરે છે તે જાણે અલ્લાહની આગળ ધરે છે, અને જે માણસ કોઇ કાફરની સામે ધરે છે તે જાણે અલ્લાહની વીરૂધ્ધ ફરિયાદ કરે છે.

૪૨૨ આપે ઇદના દીવસે ફરમાવ્યું—ઇદ એ માણસની ગણો કે જેના રોઝા ખુદાએ કબુલ કીધા અને જેની નવાફીલોને શુકરને પાત્ર ગણી ખરી વાત એ છે કે જે દીવસે માણુસ કોઇ ગુનાહ ન કરે તે ઇદનો દીવસ છે.

૪૨૩ કયામતના દીવસે સર્વેથી વધારે નિરાશ અને દુઃખી એ માણુસ થશે કે જે હરામથી માલ કમાયો હશે અને બીજા તેનો વારસ બની બેઠો હશે, ઓ તે એટલે વારસ અલ્લાહની રાહમાં વાપરી જન્નતમાં ગયો હશો અને પહેલો દોઝખમાં—

૪૨૪ જે માણુસ દુન્યાનો માલ એકઠો કરવાની કોશીશોમાં થાકી ગયો હોય અને ખુદાએ તેને મદદ કરી ન હોય (એટલે તેને માલ આપ્યો ન હોય) અને આખર નિષ્ફળતા પામી મરી જઇ પોતાને સીર અલ્લાહની જવાબદારી લઇ ગયો હોય તેના જેવો નુકસાન પામનાર અને દુર્ભાગી બીજો કોઇ નથી.

૪૨૫ પરહેજગારી સર્વ નીતિની સરદાર છે.



# ઈસ્લામી કીતાબો વીનું ટુંક લીસ્ટ.



૧ કુરઆને શરીફની ઉમદા તફસીર અસલ અરબી ખુશનુમા આયતો તેની પાછળ તેજ આયતનો ગુજરાતી શેબીના મોટા હરફમાં તથા તરજુમો તે પછી તફસીર તાવીલ વી૦ વી૦થી ભરપુર મોટા ૨૬૦૦ પેજમાં કે જે રોયલ ૮ પેજી ૫૨૦૦ પેજ થયાં તેના દસ દસ સીપારાના ૩ ભાગ છે. પાકા પુંઠા સાથે પોસ્ટેજ રજીસ્ટર સુધ્ધાં પહેલા ભાગના રૂ ૧૨) તે પછી દરેક ભાગના રૂ. ૧૦) ત્રણે ભાગના રૂ ૩૦) આફ્રીકા વી૦ માટે પાંચ ભાગ કર્યા છે પોસ્ટેજના તથા બે પુંઠાના રૂ. ૪) વધારે કુલ રૂ ૩૪) હીંદુસ્તાનના પાંચ ભાગના રૂ. ૩૧).

૨ અમ્માનો પારો જેની અંદર ૩૭ સુરા છે, પહેલે અરબી ખુશનુમા હરફોમાં આયતો અને તેની પાછળ તેજ આયતો ગુજરાતી મોહટા શેબીના છાપમાં તેની નીચે ગુજરાતીમાં તરજુમો અને તે પછી તેના તફસીર છે હદીઓ રૂ. ૧।। પોસ્ટેજ ૦)≡ આફ્રીકાના ૦।≡

૩ બહરૂલ મસાએબ નામની પચાસ મજલીસોની કીતાબ હદીકએ શહાદત, તોહફતુલ મસાએબ, ખુશામુએ બેહીસ્ત, વી૦ વી૦ મતલબ પુરો પડવા ઉમદા ઉમદા રીવાયતો ચુંટી પચાસ મજલીસોની કીતાબ તૈયાર કરી છે, કીમત રૂ ૨) પોસ્ટેજ ૦)≡ આફ્રીકા વી૦ના ૦।= ઉંચા કાગળ વાળીના આઠ આના વધારે.

૪ રાહેનજાત માસીક ચોપાન્યુ ઉમદા ઉમદા દીન ઈસ્લામની બાબતો હીકાયતો હદીસો કીસ્સા વી૦ થી ભરપુરથી ૩૨ પેજમાં નીકળે છે જેનું ૧૬મુ વરસ ચાલે છે વરસ ૧ના અગાઉથી રૂ૨) આ૦ રૂ૦ ૨।

૫ નુરેઈમાન બે માસીક ચોપાન્યું ઈમામે હુસયન અ૦ની મુસીબતના રીવાયતો મરસીયા તથા સલામ વી૦ તથા મોઅજીઝા ફઝાએલ વી૦ ૩૨ પેજમાં ૧૪ મુ વરસ ચાલે છે, વરસે રૂ ૧ આફ્રીકા રૂ.૧ રાહેનજાત ન લીએ તેના રૂ. ૦। વધારે

